यदि श्री गोकुलाधीशो

श्री बालकृष्णलालजी पुष्टिमार्गीय पुस्तकालय

पाठशाळा महेसाणा.

तरफथी वैष्णवोने पाठ करवा माटे गुजराती

भाषान्तर साथे

# श्री सर्वोत्तमस्तोत्रम्.

सम्पादक अने प्रकाशक

हीरालाल दुर्गाशंकर पंड्या.

डीसावाळ गाम

महेसाणा


आवृत्ति १ ली सने १९१८ प्रत २०००.

श्री ज्ञानमन्दिर प्रिन्टींग प्रेसमां

शा. नगराय अमरताये छाप्युं.

शांकडीशेरी रोड

अमदावाद.


अमूल्यं पुस्तकमिदम्.

तत· निःमपर्यहि

# श्री बालकृष्णलालजी पुष्टिमार्गीय पुस्तकालाय अने पाठशाळा.

## तरफथी नीचे प्रमाणे पुस्तको बहार पडेलां छे.

ग्रंथरत्न समुच्चय प्रथमो भागः ... ...

ग्रंथरत्न समुच्चय द्वितियो भागः ... ...

वैष्णव धर्मोपदेश प्रथमो भागः ... ...

श्री सर्वोत्तम स्तोत्रम ... ... ...

**પુસ્તક મળવાનું ઠેકાણું.**

શ્રી દ્વારિકાધિશના મંદિરમાં

ઠે. નીચા ભાટવાડો.

અથવા

ગોવિંદલાલ વ્રજભુખણદાસના સ. મિ. કડી.

હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા.

મહેસાણા.

તા. ક. ઉપરનાં પુસ્તકો મંગાવનારને સવડ પ્રમાણે મોકલવામાં આવશે.

હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા.

श्रीद्वारिकेशो जयति.

# भूमिका.

ભૂમિકાના આરંભમાં **श्री सर्वोत्तमस्तोत्र** એટલે શું ? અને તેનો પાઠ કરવાનો શો હેતુ છે. એ સમજવાની પ્રથમ આવશ્યકતા છે. તો **श्री सर्वोत्तमस्तोत्र**નો સામાન્ય અર્થ એ છે કે **सर्वोत्तम** શબ્દ શ્રી આચાર્યજી મહાપ્રભુના નામનો સુચક છે. અને તેમનું **स्तोत्र** એટલે સ્તુતિ એવો અર્થ થાય છે તેમજ **वस्तुतः कृष्णएव** એ વાક્યથી શ્રી મહાપ્રભુજી પણ શ્રી પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપજ છે. તો **श्री सर्वोत्तम** શ્રીપૂર્ણ પુરૂષોત્તમનો સુચક છે એવો અર્થ પણ થાય અને તેમનું **स्तोत्र** એટલે સ્તુતિ એવો અર્થ પણ સ્પષ્ટ થાય તેવોજ છે. તેથીજ શ્રી વિઠ્ઠલનાથજીએ આ સ્તોત્રનું નામ આપ્યું છે. **श्री सर्वोत्तमस्तोत्र** તેમજ **श्री सर्वोत्तमस्तोत्र**ના પાઠના ફળના સંબંધમા પણ શ્રી વિઠ્ઠલનાથજી છેવટના શ્લોકમાં લખે છે કે **श्रद्धा विशुद्ध बुद्धिर्यः पठत्यनुदिनं जनः । सतदेक मनाः सिद्धि-मुक्तां प्राप्नोत्य संशयम् ॥** જે માણસ શ્રદ્ધાથી તેમજ સુદ્ધ બુદ્ધિથી નિરંતર સર્વોત્તમનો પાઠ કરે છે. તે પુષ્ટિમાર્ગ પ્રતિપાદિત સિદ્ધીને પામે છે એ નિઃસંશય છે. માટે **श्री सर्वोत्तमस्तोत्र** એ અત્યુત્તમ સ્તોત્ર છે.

... ... ... ...

**श्री सर्वोत्तमस्तोत्र**માં શ્રી વિઠ્ઠલનાથજી શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં પવિત્ર ૧૦૮ નામોનો સમાવેશ કરેલો છે અને તેઓશ્રીનાં અલૌકિક નામોનો ઉચ્ચાર એજ **અલૌકિક** શ્રેયનું કારણ છે તેથીજ તે આપણી **ગાયત્રી**રૂપ છે એમ પ્રતિપાદન થાય છે. તેમજ શાસ્ત્રકાર લખે છે કે:—

यस्यदेवे पराभक्तिर्यथादेवे तथा गुरौ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः जेनी देव (श्रीपूर्ण पुरुषोत्तम श्री कृष्णचंद्र) मां परम भक्ति होय तेमज तेमना जेटलीज श्री आचार्य चरणमां होय तेनाज अंतःकरणमां मार्गीय सिद्धांतो अने मार्गनां सुक्ष्मतत्वो प्रकाश पामे छे माटे वैष्णवे अन्य साधन (योग ध्यानादि) नो त्याग करीने (श्री पूर्ण पुरुषोत्तम **श्रीकृष्णचंद्र** उपर अनन्य भावपूर्वक प्रेम लक्षणाभक्ति करवी शाथी के श्री मुखथीज गीतामां कहेलुं छे के **भक्त्यामामभि जानाति** तेमना रुपज श्री आचार्यजी महाप्रभुजीमां पण श्री पूर्ण पुरुषोत्तम भाव राखीने भगवदीए ग्रह-स्त्री पुत्रादिकनी चिंता मूकी दइने केवळ भगवदीच्छा उपरज आधार राखवाथी अने निरंतर दिनता राखीने तेमनां नामरुप **श्री सर्वोत्तमनो** निरंतर पाठ करवो अने जे माणस **श्री सर्वोत्तमनो** पाठ करे छे तेना उपर थोडाज समयमां भगवत् कृपा थाय छे तेमज सानुभाव पण थाय छे एज.

भगवत् कृपानुरागी.

लि. हीरालाल दुर्गाशंकर पंड्या.

महेसाणा-सोनीवाडो.

ता. क. आ ग्रंथमां छापवामां कोइ पण जातनी भूल दृष्टिगोचर थाय तो क्षमा आपशो एज.

लि. हीरालाल दुर्गाशंकर पंड्या.

॥ श्रीद्वारिकेशो जयति ॥

# । श्री सर्वोत्तम स्तोत्रम्. ।



## मंगलाचरणम्.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः॥ श्रीगुसांईजीपरमदयालवे नमः॥ श्रीविठ्ठलेशसद्गुरवे नमः ॥

चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ।
स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः॥१॥
यदनुग्रहतो जंतुः सर्वदुःखातिगो भवेत् ।
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनन्दनम् ॥ २ ॥



# श्रीसर्वोत्तमस्तोत्रम्.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।**
**निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥१॥**

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ ।
નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥ ૧ ॥

અર્થઃ–શ્રીવિઠ્ઠલનાથજી આજ્ઞા કરે છે કે જે પ્રાકૃત ધર્મના આશ્રયથી રહિત અને સમગ્ર અલૌકિક ધર્મ રૂપ છે, એ રીતે વેદમાં પ્રતિપાદન કરેલું, તથા સાકાર અને શુદ્ધ સ્વરૂપ છે તેની (હું) સ્તુતિ કરૂં છું. ૧

**कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।**
**संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद् भुवि ॥२॥**

કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વા દ્વિદુષામપિ ।
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ ભુવિ ॥ ૨ ॥

અર્થઃ—જ્ઞાતા પુરુષોની પણ જ્ઞાનદૃષ્ટિ કલિકાલરૂપ અંધકારથી આચ્છાદિત છે. માટે તે મહાપ્રભુજીના સ્વરૂપનું માહાત્મ્ય હાલ પૃથ્વીમાં અપરિચિત થયું છે. ૨

दयया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः ।
वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि ॥३॥

દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિ ।
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥

અર્થઃ—જ્યારે દયા વડે શ્રીહરિને પોતાના વચનદ્વારા પોતાનું માહાત્મ્ય પ્રકટ કરવાની ઇચ્છા થઇ ત્યારે પોતાનું મુખારવિંદ પ્રકટ કર્યું. ૩

तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।
तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥ ४ ॥

તદુકતમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા ।
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥

અર્થઃ—પણ તે મુખેથી થએલો બોધ સમજવો કઠણ હોવાથી સારી રીતે સમજવા માટે સમગ્ર પાપને હરનાર તે શ્રીમહાપ્રભુજીનાં એકસો આઠ નામ કહું છું. ૪

ऋषिरग्निकुमारस्तु नाम्ना छंदो जगत्यसौ ।
श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः॥५॥

ઋષિરગ્નિકુમારસ્તુ નામ્ના છંદો જગત્યસૌ ।
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥ ૫ ॥

**અર્થઃ**--આ સ્તોત્રના ઋષિ અગ્નિકુમાર શ્રીગુસાંઈજી છે અને જગતી છંદ છે તથા દેવતા શ્રીકૃષ્ણ મુખરૂપ શ્રીમદ્-વલ્લભાચાર્યજી છે અને કારુણિક પ્રભુ એ બીજ છે. ૫

**विनियोगो भक्तियोगप्रतिबंधविनाशने ।**
**कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥६॥**

**વિનિયોગો ભકિતયોગપ્રતિબંધવિનાશને ।**
**કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥**

**અર્થઃ**--આ સર્વોત્તમસ્તોત્રનું પ્રયોજન ભક્તિનો યોગ થવામાં આવતા પ્રતિબંધોનો નાશ કરવા માટેનું છે. અને શ્રીકૃષ્ણના અધરામૃતનો આસ્વાદ તે ફળ છે, તેમાં કાંઇ સંશય નથી. ૬

**आनंदः[१] परमानंदः[२] श्रीकृष्णास्यं[३] कृपानिधिः[४] ।**
**दैवोद्धारप्रयत्नात्मा[५] स्मृतिमात्रार्तिनाशनः[६] ॥७॥**

*** આનંદઃ[૧] પરમાનંદઃ[૨] શ્રીકૃષ્ણાસ્યં[૩] કૃપાનિધિઃ[૪] ।**
**દૈવોદ્ધારપ્રયત્નાત્મા[૫] સ્મૃતિમાત્રાર્તિનાશનઃ[૬] ॥ ૭ ॥**

---

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા તે ત્યાંથી આચાર્યશ્રી મહાપ્રભુજીનાં નામ સમજવાં.

અર્થઃ--આનંદરૂપ અને પરમાનંદરૂપ શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અને કૃપાના ભંડારરૂપ અને દૈવીજીવોના ઉદ્ધાર કરવા સારૂ પોતાના યત્ન કરનારા અને સ્મરણ માત્રથી પીડાનો નાશ કરનારા એવા શ્રીમહાપ્રભુજી છે. ૭

**[૭]श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ।**
**[૮]साकारब्रह्मवादैकस्थापको [૯]वेदपारगः ॥ ८ ॥**

[૭]શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશન પરાયણઃ ।
[૮]સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો [૯]વેદપારગઃ ॥ ૮ ॥

અર્થઃ—શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ કરવામાં તત્પર એવા અને સાકાર બ્રહ્મવાદના સ્થાપન કરનારા અને વેદના પારને પામેલા એવા આચાર્ય શ્રીમહાપ્રભુજી. ૮

**[૧૦]मायावादनिराकर्ता [૧૧]सर्ववादिनिरासकृत् ।**
**[૧૨]भक्तिमार्गाब्जमार्तण्डः [૧૩]स्त्रीशूद्राद्युद्धृतिक्षमः॥९॥**

[૧૦]માયાવાદનિરાકર્તા [૧૧]સર્વવાદિનિરાસકૃત્ ।
[૧૨]ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડઃ [૧૩]સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥ ૯ ॥

અર્થઃ—માયાવાદનું ખંડન કરનારા અને સર્વે વાદિઓનો પરાજય કરનારા અને ભક્તિમાર્ગરૂપી કમલમાં સૂર્યરૂપ અને સ્ત્રીઓ તથા શૂદ્રાદિના ઉદ્ધાર કરવામાં સમર્થ એવા શ્રીમહાપ્રભુજી. ૯

**[૧૪] अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ।**

**[૧૫] अंगीकृतौ समर्यादो [૧૬] महाकारुणिको [૧૭] विभुः ॥१०॥**

[૧૪] અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ ।

[૧૫] અંગીકૃતૌ સમર્યાદો [૧૬] મહાકારુણિકો [૧૭] વિભુઃ ॥ ૧૦ ॥

અર્થઃ—અંગીકાર કરવાને વિષે મર્યાદાવાળા અને મહાદયાલુ, અને પોતે અંગીકાર કરીને ગોપીપતિ શ્રીકૃષ્ણ ભગવાનમાં મનુષ્યોને વાત્સલ્ય કરાવનાર એવા અને સર્વ સમર્થ શ્રીમહાપ્રભુજી. ૧૦

**[૧૮] अदेयदानदक्षश्च [૧૯] महोदारचरित्रवान् ।**

**[૨૦] प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥ ११ ॥**

[૧૮] અદેયદાનદક્ષશ્ચ [૧૯] મહોદારચરિત્રવાન્ ।

[૨૦] પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥

**અર્થ:**--ન આપી શકાય એવાં દાન દેવા સમર્થ એવા અને ઉદારચરિત્રવાળા અને લૌકિક જનને અનુસરવાના બાનાથી આસુરી જનોને મોહિત કરનાર. ૧૧

૨૧ ૨૨ ૨૩ ૨૪
**वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ।**

૨૫ ૨૬
**जनशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥१२॥**

૨૧ ૨૨ ૨૩ ૨૪
વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્.

૨૫ ૨૬
જનશિક્ષાકૃતે કૃષ્ણભકતકૃન્નિખિલેષ્ટદ: ॥ ૧૨ ॥

**અર્થ:**--અગ્નિસ્વરૂપ વલ્લભ નામવાળા, સારા રૂપવાળા સત્પુરુષોના હિતકારી, મનુષ્યોને શિખવવા સારૂ શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા સમગ્ર ઇચ્છિત વસ્તુને આપનાર એવા શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. ૧૨

૨૭ ૨૮ ૨૯
**सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ।**

૩૦ ૩૧
**स्वानंदतुंदिलः पद्मदलायत्तविलोचनः ॥ १३ ॥**

૨૭ ૨૮ ૨૯
સર્વલક્ષણસંપન્ન: શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ ।

૩૦ ૩૧
સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયત્તવિલોચનઃ ॥ ૧૩ ॥

**અર્થઃ**—સર્વ લક્ષણથી યુક્ત, શ્રીકૃષ્ણના જ્ઞાનના દેનારા અને ગુરૂ અને પોતાના સ્વરૂપમાં કરીને આનંદવાળા, કમલદલ સરખા વિશાળ નેત્રવાળા એવા શ્રીમહાપ્રભુજી. ૧૩

३२ ३३
**कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः ।**
३४ ३५
**रोषदृक्पातसंप्लुष्टभक्तद्विट् भक्तसेवितः ॥१४॥**

૩૨ ૩૩
કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ ।
૩૪ ૩૫
રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિટ્ ભક્તસેવિતઃ ॥ ૧૪ ॥

**અર્થઃ**—કૃપાયુક્તદૃષ્ટિરૂપ વૃષ્ટિવડે ખુશી થયેલા દાસ દાસી જનોને પ્રિય અને રોષવાળી દૃષ્ટિવડે ભક્તોના દ્વેષીયોને બાળી નાંખનાર, અને ભક્તોએ સેવેલા એવા શ્રીમહાપ્રભુજી. ૧૪

३६ ३७ ३८
**सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ।**
३९ ४०
**उग्रप्रतापो वाक्सीधुपूरिताशेषसेवकः ॥१५॥**

૩૬ ૩૭ ૩૮
સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ ।
૩૯ ૪૦
ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥

અર્થઃ—સેવામાં સુખથી સેવા કરી શકાય તેવા દુઃખથી પ્રસન્ન થાય તેવા જેમના ચરણકમલ દુર્લભ છે, ઉગ્રપ્રતાપવાળા, વચનામૃતવડે સમગ્ર સેવકોને પૂર્ણ કરનાર. ૧૫

[४१] श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ।
[४२] तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥ १६ ॥

[૪૧] શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ ।
[૪૨] તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ ॥ ૧૬ ॥

અર્થઃ—શ્રીભાગવતરૂપી અમૃતસમુદ્ર મથન કરી શ્રીસુબોધિનીજીની કથા કરવામાં સમર્થ અને તે શ્રીભાગવતને વિષે સારરૂપ રાસક્રીડાના શ્રીભાવથી પરિપૂર્ણ દેહવાળા. ૧૬

[४३] सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा [४४] विमुक्तिदः ।
[४५] रासलीलैकतात्पर्यः [४६] कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥

[૪૩] સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા [૪૪] વિમુક્તિદઃ ।
[૪૫] રાસલીલૈકતાત્પર્યઃ [૪૬] કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥

અર્થ:—પોતાની સન્નિધિમાત્રમાં શ્રીકૃષ્ણ વિષે પ્રેમનું દાન કરનાર મુક્તિને દેનારા અને રાસલીલામાં એક તાત્પર્યવાળા અને કૃપા કરીને શ્રીકૃષ્ણની કથાનું દાન કરનારા. ૧૭

**[૪૭] विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ।**
**[૪૮] भक्त्याचारोपदेष्टा च [૪૯] कर्ममार्गप्रवर्तकः ॥१८॥**

[૪૭] વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ ।
[૪૮] ભક્ત્યાચારોપદેષ્ટા ચ [૪૯] કર્મમાર્ગપ્રવર્તકઃ ॥ ૧૮ ॥

અર્થ:—કેવલ વિરહના અનુભવ સારૂ સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા, ભક્તિ વાસ્તે આચારનો ઉપદેશ કરનારા, અને કર્મમાર્ગને પ્રવર્તાવનારા એવા શ્રીઆચાર્યજી. ૧૮

**[૫૦] यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ।**
**[૫૧] पूर्णानंदः [૫૨] पूर्णकामो [૫૩] वाक्पतिर्[૫૪]विबुधेश्वरः ॥१९॥**

[૫૦] યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ।
[૫૧] પૂર્ણાનંદઃ [૫૨] પૂર્ણકામો [૫૩] વાક્પતિર્[૫૪]વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥

અર્થઃ—યજ્ઞયાગાદિ કર્મો ભક્તિમાર્ગનાંજ એક સાધન રૂપ છે એવો ઉપદેશ કરનારા પૂર્ણ આનંદવાળા, પૂર્ણકામનાવાળા, વાણીના પતિ અને પંડિતો અથવા દેવતાઓના ઇશ્વર એવા શ્રીઆચાર્યજી. ૧૯

५५            ५६

**कृष्णनामसहस्रस्य वक्ता भक्तपरायणः ।**

५७

**भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः ॥२०॥**

૫૫            ૫૬

કૃષ્ણનામસહસ્રસ્ય વકતા ભકતપરાયણઃ ।

૫૭

ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાકયનિરૂપકઃ ॥ ૨૦ ॥

અર્થઃ—શ્રીકૃષ્ણના હજાર નામને કહેનારા અને ભકતોમાં પરાયણ અને ભક્તિ તથા આચારના ઉપદેશ સારૂ વિવિધ પ્રકારના વાકયને નિરૂપણ કરનારા એવા શ્રી મહાપ્રભુજી. ૨૦

५८            ५९

**स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः ।**

६०            ६१

**स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥२१॥**

૫૮            ૫૯

સ્વાર્થોજિઝતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ ।

૬૦            ૬૧

સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશકિતધૃકઃ ॥ ૨૧ ॥

અર્થઃ--સ્વાર્થ ત્યાગ કરીને અખિલ પ્રાણને અર્પણ કરનાર પુરુષોને પ્રિય એવા અને તેવા તાદ્દશી પુરુષોથી વીંટાયેલા અને પોતાના દાસને સારૂ સમગ્ર સાધન કરનારા અને સર્વ શક્તિને ધારણ કરનારા એવા શ્રીઆચાર્યજી. ૨૧

६२ भुवि भक्तिप्रचारैककृते ६३ स्वान्वयकृत्पिता ।
६४ स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः ६५ स्मयापहः॥२२॥

૬૨ ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે ૬૩ સ્વાન્વયકૃત્પિતા ।
૬૪ સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ ૬૫ સ્મયાપહઃ ॥ ૨૨ ॥

અર્થઃ--પૃથ્વીમાં કેવલ ભક્તિનો પ્રચાર કરવા સારૂ પોતાના વંશનો વિસ્તાર કરનાર અને પિતારૂપ અને પોતાના વંશમાં પોતાના સમગ્ર માહાત્મ્યનું સ્થાપન કરનારા અને ગર્વનો નાશ કરનારા એવા શ્રીમહાપ્રભુજી. ૨૨

६६ पतिव्रतापतिः ६७ पारलौकिकैहिकदानकृत् ।
६८ निगूढहृदयो ६९ ऽनन्यभक्तेषु ज्ञापिताशयः ॥ २३ ॥

૬૬ પતિવ્રતાપતિઃ ૬૭ પારલૌકિકૈહિકદાનકૃત્ ।
૬૮ નિગૂઢહૃદયો ૬૯ ઽનન્યભક્તેષુ જ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥

અર્થઃ—પતિવ્રતાઓનું રક્ષણ કરનારા અને પરલોક તથા આ લોક સંબંધી દાન કરનારા અને ગૂઢ હૃદયવાળા અનન્ય ભક્તોમાં પોતાનું અંતઃકરણ જણાવનારા શ્રી મહાપ્રભુજી. ૨૩

७०
**उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ।**
७१
**भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् ॥२४॥**

૭૦
ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ ।
૭૧
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥

અર્થઃ—ઉપાસનાદિ માર્ગોમાં અતિષય મોહ પામેલા પુરુષોના મોહને મટાડનાર ભક્તિ માર્ગને વિષે સર્વ માર્ગથી વિલક્ષણ રીતે અનુભવ કરાવનારા એવા શ્રી મહાપ્રભુજી. ૨૪

७२ पृथक्शरणमार्गोपदेष्टा ७३ श्रीकृष्णहार्दवित् ।
७४
**प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥ २५ ॥**

૭૨ પૃથક્શરણમાર્ગોપદેષ્ટા ૭૩ શ્રીકૃષ્ણહાર્દવિત્ ।
૭૪
પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥

અર્થઃ—જૂદા શરણમાર્ગનો ઉપદેશ કરનારા, શ્રી કૃષ્ણના રહસ્યને જાણનારા, ક્ષણે ક્ષણે નિકુંજમાં થયલી (રાસ) લીલાના રસે કરીને પરિપૂર્ણ એવા. ૨૫

૭૫ ૭૬ ૭૭
**तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ।**
૭૮ ૭૯ ૮૦
**प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहः प्रियः ॥२६॥**

૭૫ ૭૬ ૭૭
તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિય: ।
૭૮ ૭૯ ૮૦
પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિય: ॥ ૨૬ ॥

અર્થઃ—રાસલીલાની કથા વડે ચિત્તને ખેંચનાર અને તે કથાના વિરોધી અન્ય કાર્યને વિસ્મરણ કરાવનાર અને વ્રજમાં પ્રીતિવાળા અને વ્રજમાં રહેવામાં પ્રીતિવાળા અને પુષ્ટિ ( અનુગ્રહ ) સંબંધી લીલા કરનાર અને એકાંતિક ભકતમાં પ્રીતિવાળા શ્રીઆચાર્યજી. ૨૬

૮૧ ૮૨ ૮૩
**भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ।**
૮૪ ૮૫ ૮૬
**सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥२७॥**

૮૧ ૮૨ ૮૩
ભક્તેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોઽતિમોહનઃ ।
૮૪ ૮૫ ૮૬
સર્વાસક્તો ભકતમાત્રાસક્તઃ પતિતપાવનઃ ॥ ૨૭ ॥

અર્થઃ—ભક્તની ઇચ્છાને પૂર્ણ કરનારા બીજા સર્વ પુરુષોને અજ્ઞાત છે લીલા જેની એવા અને અત્યંત મોહ પામાડનાર, સર્વને વિષે આસક્તિ રહિત, અને કેવળ ભક્તને વિષે આસક્ત, અને પતિત પુરુષોને પવિત્ર કરનારા, એવા શ્રીઆચાર્યજી. ૨૭

[८७] **स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टरः ।**
[८८] **यशःपीयूषलहरीप्लावितान्यरसः** [८९] **परः ॥ २८ ॥**

[૮૭] સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ ।
[૮૮] યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ [૮૯] પરઃ ॥ ૨૮ ॥

અર્થઃ—પોતાના યશ ગાવાથી પ્રસન્ન થયેલા ભક્તના હૃદયરૂપ કમલમાં આસન કરનાર, યશરૂપી અમૃતની લહેરથી ભીંજાવેલ છે અન્ય રસ જેણે એવા, અને સર્વથી પર–શ્રેષ્ઠ એવા શ્રીમહાપ્રભુજી. ૨૮

[९०] **लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ।**
[९१] **गोवर्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः** [९२] **॥ २९ ॥**

[૯૦] લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ ।
[૯૧] ગોવર્ધનસ્થિત્યુત્સાહ [૯૨] સ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥

અર્થઃ—લીલારૂપ અમૃતસંબંધી રસાર્દ્ર ભાવવડે સકલ શરીર ધારીને રસવાળા કરનાર અને શ્રીગોવર્ધન ગિરિરાજને અદ્ધર કરવામાં ઉત્સાહવાળા અને તે ભગવદ્ લીલામાં પ્રેમ-રસવડે પરિપૂર્ણ એવા શ્રીમહાપ્રભુજી. ૨૯

८३ ८४ ८५
**यज्ञभोक्ता यज्ञकर्ता चतुर्वर्गविशारदः ।**
८६ ८७ ८८
**सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥ ३० ॥**

૮૩ ૮૪ ૮૫
યજ્ઞભોક્તા યજ્ઞકર્તા ચતુર્વર્ગવિશારદઃ ।
૮૬ ૮૭ ૮૮
સત્યપ્રતિજ્ઞ સ્ત્રિગુણાતીતો નયવિશારદ : ॥ ૩૦ ॥

અર્થઃ—યજ્ઞભોક્તા અને યજ્ઞકર્તા, તથા **ધર્મ, અર્થ કામ** અને **મોક્ષ**ને દેવામાં ડહાપણવાળા, સાચી પ્રતિજ્ઞાવાળા ત્રણ ગુણથી રહિત અને નીતિમાં ચતુર એવા શ્રીઆચાર્યજી.૩૦

८९ १००
**स्वकीर्तिवर्धन स्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ।**
१०१ १०२
**मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥ ३१ ॥**

૮૯ ૧૦૦
સ્વકીર્તિવર્ધન સ્તત્ત્વસૂત્રભષ્યપ્રદર્શકઃ ।
૧૦૧ ૧૦૨
માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥ ૩૧ ॥

અર્થઃ—પોતાની કીર્તિને વધારનાર તથા સાંખ્ય, તત્વ અને વ્યાસસૂત્રના ઉપર ભાષ્ય કરનાર અને માયાવાદરૂપ કપાસમાં અગ્નિ સરખા અને બ્રહ્મવાદનું નિરૂપણ કરનારા એવા શ્રી આચાર્યજી. ૩૧

૧૦૩ ૧૦૪
**अप्राकृताऽखिलाकल्पभूषितः सहजस्मितः ।**
૧૦૫ ૧૦૬ ૧૦૭
**त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुंदरः ॥ ३२ ॥**

૧૦૩ ૧૦૪
અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ ।
૧૦૫ ૧૦૬ ૧૦૭
ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ॥ ૩૨ ॥

અર્થઃ—અલૌકિક સર્વ શૃંગારવડે સુશોભિત અને સહજ હાસ્યવાળા ત્રણ લોકમાં ભૂષણ સરખા પૃથ્વીના ભાગ્યરૂપ અને સ્વાભાવિક રિતેજ પણ સુદર મૂર્ત્તિવાળા. ૩૨

૧૦૮
**अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ।**
**इत्यानंदनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम् ॥३३॥**

૧૦૮
અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ।
ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ ॥ ૩૩ ॥

અર્થ:—જેના ચરણ કમલના રજરૂપી ધન અશેષ ભક્તજનોને સંપ્રાર્થનીય છે ( એટલે સારી રીતે ઇચ્છા કરવા યોગ્ય છે ) એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. એ પ્રમાણે આનંદના સમુદ્રરૂપ શ્રીમહાપ્રભુજીનાં એકસો ને આઠ નામ કહ્યાં. ૩૩

श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ।
स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयम् ॥३४॥

શ્રદ્ધાવિશુદ્ધ બુદ્ધિર્યઃ પઠત્યહ્નિં જનઃ ।
સ તદ્દેકમનાઃ સિદ્ધિ મુક્તાં પ્રાપ્નોત્યસંશયમ્ ॥ ૩૪ ॥

અર્થ:—શ્રદ્ધાવડે વિશુદ્ધબુદ્ધિવાળો જે મનુષ્ય હમેશાં તેને વિષે નિશ્ચય મનવાળો થાય અને આ સ્તોત્રનો પાઠ કરે, તો તે પુરુષ ઉપર કહેલી મહાસિદ્ધિને પ્રાપ્ત કરે છે એમાં કાંઇ સંશય નથી. ૩૪

तदप्राप्तौ वृथामोक्षस्तदाप्तौ तद्गतार्थता ।
अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः ॥३५॥

તદપ્રાપ્તૌ વૃથામેક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા ।
અતઃ સર્વોત્તમં સ્વાત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ॥ ૩૫ ॥

અર્થ:—તે શ્રીકૃષ્ણના અધરામૃતાસ્વાદની પ્રાપ્તિ વિના મોક્ષ પણ વૃથા છે, અને તે સ્વમાર્ગ સંબંધી ફલની પ્રાપ્તિ થાય તો સાયુજ્યાદિક મોક્ષનું પણ નિરર્થકપણું છે, એ વાસ્તે આ **શ્રીસર્વોત્તમસ્તોત્રનો**, શ્રીકૃષ્ણરૂપરસની ઇચ્છાવાળા પુરુષોએ જપ કરવો. ૩૫

**॥इति श्रीमदग्निकुमारप्रोक्तं सर्वोत्तमस्तोत्रं संपूर्णम्॥**

इतिश्री दुर्गाशंकरात्मज हीरालाल शर्मणा सम्पादितं

सर्वोत्तम स्तोत्रमं सम्पूर्णम्.



# श्री सर्वोत्तम जपविधिः

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

१ आनंदाय नमः
२ परमानंदाय नमः
३ श्रीकृष्णास्याय नमः
४ कृपानिधये नमः
५ देवोद्धारप्रयत्नात्मने नमः
६ स्मृतिमात्रार्तिनाशनाय नमः
७ श्रीभागवतगूढार्थप्रकाशनपराय-
णाय नमः
८ साकारब्रह्मवादैकस्थापकाय नमः
९ वेदपारगाय नमः

૧ આનંદાય નમઃ
૨ પરમાનંદાય નમઃ
૩ શ્રીકૃષ્ણાસ્યાય નમઃ
૪ કૃપાનિધયે નમઃ
૫ દૈવોદ્ધારપ્રયત્નાત્મને નમઃ
૬ સ્મૃતિમાત્રાર્તિનાશનાય નમઃ
૭ શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણાય
નમઃ
૮ સાકારબ્રહ્મવાદૈકસ્થાપકાય નમઃ
૯ વેદપારગાય નમઃ

१० मायावादनिराकर्त्रे नमः
११ सर्ववादिनिरासकृते नमः
१२ भक्तिमार्गाब्जमार्तण्डाय नमः
१३ स्त्रीशूद्राद्युद्धृतिक्षमाय नमः
१४ अंगीकृत्यैव गोपीशवल्लभी कृत-
मानवाय नमः
१५ अंगीकृतौ समर्यादाय नमः
१६ महाकारुणिकाय नमः
१७ विभवे नमः
१८ अदेयदानदक्षाय नमः
१९ महोदारचरित्रवते नमः
२० प्राकृतानुकृतिव्याजमोहितासुर-
मानुषाय नमः
२१ वैश्वानराय नमः

૧૦ માયાવાદનિરાકર્ત્રે નમઃ
૧૧ સર્વવાદિનિરાસકૃતે નમઃ
૧૨ ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડાય નમઃ
૧૩ સ્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમાય નમઃ
૧૪ અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃત-
માનવાય નમઃ
૧૫ અંગીકૃતૌ સમર્યાદાય નમઃ
૧૬ મહાકારૂણિકાય નમઃ
૧૭ વિભવે નમઃ
૧૮ અદેયદાનદક્ષાય નમઃ
૧૯ મહોદાર ચરિત્રવતે નમઃ
૨૦ પ્રાકૃતાનુકૃતિવ્યાજ મોહિતાસુરમા-
નુષાય નમઃ
૨૧ વૈશ્વાનરાય નમઃ

२२ वल्लभाख्याय नमः

२३ सद्रूपाय नमः

२४ सतां हितकृते नमः

२५ जनशिक्षाकृते कृष्णभक्तिकृते नमः

२६ निखिलेष्टदाय नमः

२७ सर्वलक्षणसंपन्नाय नमः

२८ श्रीकृष्णज्ञानदाय नमः

२९ गुरवे नमः

३० स्वानंदतुंदिलाय नमः

३१ पद्मदलायतविलोचनाय नमः

३२ कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियाय नमः

३३ पतये नमः

३४ रोषदृक्पातसंप्लुष्टभक्तद्विषे नमः

૨૨ વલ્લભાખ્યાય નમઃ

૨૩ સદ્રૂપાય નમઃ

૨૪ સતાં હિતકૃતે નમઃ

૨૫ જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃતે નમઃ

૨૬ નિખિલેષ્ટદાય નમઃ

૨૭ સર્વલક્ષણસંપન્નાય નમઃ

૨૮ શ્રીકૃષ્ણજ્ઞાનદાય નમઃ

૨૯ ગુરવે નમઃ

૩૦ સ્વાનંદતુંદિલાય નમઃ

૩૧ પદ્મદલાયત્તવિલોચનાય નમઃ

૩૨ કૃપાદ્રગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસી પ્રિયાય નમઃ

૩૩ પતયે નમઃ

૩૪ રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તિદ્વિષે નમઃ

३५ भक्तसेविताय नमः
३६ सुखसेव्याय नमः
३७ दुराराध्याय नमः
३८ दुर्लभांघ्रिसरोरुहाय नमः
३९ उग्रप्रतापाय नमः
४० वाक्सींधुपूरिताशेषसेवकाय नमः
४१ श्रीभागवतपीयूषसमुद्र मथनक्षमाय नमः
४२ तत्सारभूतरासस्त्रीभाव पूरितविग्रहाय नमः
४३ सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेम्णे नमः
४४ विमुक्तिदाय नमः
४५ रासलीलैकतात्पर्याय नमः
४६ कृपयैतत्कथाप्रदाय नमः

૩૫ ભક્તસેવિતાય નમઃ
૩૬ સુખસેવ્યાય નમઃ
૩૭ દુરારાધ્યાય નમઃ
૩૮ દુર્લભાંઘ્રિસરોરુહાય નમઃ
૩૯ ઉગ્રપ્રતાપાય નમઃ
૪૦ વાક્સીંધુપૂરિતાશેષસેવકાય નમઃ
૪૧ શ્રીભાગવત પીયૂષસમુદ્ર મથન-ક્ષમાય નમઃ
૪૨ તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્ર-હાય નમઃ
૪૩ સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમ્ણે નમઃ
૪૪ વિમુક્તિદાય નમઃ
૪૫ રાસલીલૈકતાત્પર્યાય નમઃ
૪૬ કૃપયૈતત્કથાપ્રદાય નમઃ

४७ विरहानुभवैकार्थसर्वत्यागोपदेश-
काय नमः
४८ भक्त्याचारोपदेष्ट्रे नमः
४९ कर्ममार्गप्रवर्त्तकाय नमः
५० यागादौ भक्तिमार्गैकसाधनत्वो-
पदेशकाय नमः
५१ पूर्णानंदाय नमः
५२ पूर्णकामाय नमः
५३ वाक्पतये नमः
५४ विबुधेश्वराय नमः
५५ कृष्णनामसहस्रस्य वक्त्रे नमः
५६ भक्तपरायणाय नमः
५७ भक्त्याचारोपदेशार्थनानावाक्य-
निरूपकाय नमः

૪૭ વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકાય
નમઃ
૪૮ ભક્ત્યાચારોપદેષ્ટ્રે નમઃ
૪૯ કર્મમાર્ગપ્રવર્ત્તકાય નમઃ
૫૦ યાગાદૌ ભક્તિમાર્ગૈક સાધનત્વો-
પદેશકાય નમઃ
૫૧ પૂર્ણાનંદાય નમઃ
૫૨ પૂર્ણકામાય નમઃ
૫૩ વાક્પતયે નમઃ
૫૪ વિબુધેશ્વરાય નમઃ
૫૫ કૃષ્ણનામસહસ્ત્રસ્ય વક્ત્રે નમઃ
૫૬ ભક્તપરાયણાય નમઃ
૫૭ ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિ-
રૂપકાય નમઃ

५८ स्वार्थोज्झिताखिलप्राणप्रियाय
नमः
५९ तादृशवेष्टिताय नमः
६० स्वदासार्थकृताशेषसाधनाय नमः
६१ सर्वशक्तिधृषे नमः
६२ भुविभक्तिप्रचारैककृतेस्वान्वयकृ
ते नमः
६३ पित्रे नमः
६४ स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्याय
नमः
६५ स्मयापहाय नमः
६६ पतिव्रतापतये नमः
६७ पारलौकिकैहिकदानकृते नमः
६८ निगूढहृदयाय नमः

૫૮ સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયાય
નમઃ
૫૯ તાદૃશવેષ્ટિતાય નમઃ
૬૦ સ્વદાસાર્થકૃતાશેષસાધનાય નમઃ
૬૧ સર્વશક્તિધૃષે નમઃ
૬૨ ભુવિભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃતે
નમઃ
૬૩ પિત્રે નમઃ
૬૪ સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહા-
ત્મ્યાય નમઃ
૬૫ સ્મયાપહાય નમઃ
૬૬ પતિવ્રતાપતયે નમઃ
૬૭ પારલૌકિકૈહિકદાનકૃતે નમઃ
૬૮ નિગૂઢહૃદયાય નમઃ

६९ अनन्यभक्तेषु ज्ञापिताशयाय नमः
७० उपासनादिमार्गातिमुग्धमोह निवा-
रकाय नमः
७१ भक्तिमार्गसर्वमार्गवैलक्षण्यानुभू-
तिकृते नमः
७२ पृथक्शरणमार्गोपदेष्ट्रे नमः
७३ श्रीकृष्णहार्दविदे नमः
७४ प्रतिक्षणनिकुंजस्थलीलारससुपू-
रिताय नमः
७५ तत्कथाक्षिप्तचित्ताय नमः
७६ तद्विस्मृतान्याय नमः
७७ व्रजप्रियाय नमः
७८ प्रियव्रजस्थितये नमः
७९ पुष्टिलीलाकर्त्रे नमः

૬૯ અનન્યભક્તેષુ જ્ઞાપિતાશયાયનમઃ
૭૦ ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધ મોહનિ-
વારકાય નમઃ
૭૧ ભક્તિમાર્ગેસર્વમાર્ગવૈલક્ષણ્યાનુ ભૂ-
તિકૃતે નમઃ
૭૨ પૃથક્શરણમાર્ગોપદેષ્ટ્રે નમઃ
૭૩ શ્રીકૃષ્ણહાર્દવિદે નમઃ
૭૪ પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિ-
તાય નમઃ
૭૫ તત્કથાક્ષિપ્તચિત્તાય નમઃ
૭૬ તદ્વિસ્મૃતાન્યાય નમઃ
૭૭ વ્રજપ્રિયાય નમઃ
૭૮ પ્રિયવ્રજસ્થિતયે નમઃ
૭૯ પુષ્ટિલીલાકર્ત્રે નમઃ

८० रहःप्रियाय नमः
८१ भक्तेच्छापूरकाय नमः
८२ सर्वाज्ञातलीलाय नमः
८३ अतिमोहनाय नमः
८४ सर्वासक्ताय नमः
८५ भक्तमात्रासक्ताय
८६ पतितपावनाय नमः
८७ स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्ट-
राय नमः
८८ यशःपीयूषलहरिप्लावीतान्यरसाय
नमः
८९ पराय नमः
९० लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरी-
रभृते नमः

૮૦ રહ:પ્રિયાય નમ:
૮૧ ભકતેચ્છાપૂરકાય નમ:
૮૨ સર્વાજ્ઞાતલીલાય નમ:
૮૩ અતિમોહનાય નમ:
૮૪ સર્વાસકતાય નમ:
૮૫ ભકતમાત્રાસકતાય નમ:
૮૬ પતિતપાવનાય નમ:
૮૭ સ્વયશોગાનસંહૃષ્ટ હૃદયાંભોજવિ-
ષ્ટરાય નમ:
૮૮ યશ:પીયૂષલહરિપ્લાવિતાન્યરસાય
નમ:
૮૯ પરાય નમ:
૯૦ લીલામૃતરસાર્દ્રાદ્રીકૃતા ખિલશરીર
ભૃતે નમ:

९१ गोवर्धनस्थित्युत्साहाय नमः
९२ तल्लीलाप्रेमपूरिताय नमः
९३ यज्ञभोक्त्रे नमः
९४ यज्ञकर्त्रे नमः
९५ चतुर्वर्गविशारदाय नमः
९६ सत्यप्रतिज्ञाय नमः
९७ त्रिगुणातीताय नमः
९८ नयविशारदाय नमः
९९ स्वकीर्तिवर्धनाय नमः
१०० तत्त्वसूत्रभाष्यप्रदर्शकाय नमः
१०१ मायावादाख्यतुलाग्नये नमः
१०२ ब्रह्मवादनिरूपकाय नमः
१०३ अप्राकृताखिलाकल्पभूषिताय नमः
१०४ [illegible]स्मितताय नमः

૯૧ ગોવર્ધનસ્થિત્યુત્સાહાય નમઃ
૯૨ તલ્લીલાપ્રેમપૂરિતાય નમઃ
૯૩ યજ્ઞભોક્ત્રે નમઃ
૯૪ યજ્ઞકર્ત્રે નમઃ
૯૫ ચતુર્વર્ગવિશારદાય નમઃ
૯૬ સત્યપ્રતિજ્ઞાય નમઃ
૯૭ ત્રિગુણાતીતાય નમઃ
૯૮ નયવિશારદાય નમઃ
૯૯ સ્વકીર્તિવર્ધનાય નમઃ
૧૦૦ તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકાય નમઃ
૧૦૧ માયાવાદાખ્યતૂલાગ્નયે નમઃ
૧૦૨ બ્રહ્મવાદનિરૂપકાય નમઃ
૧૦૩ અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતાય નમઃ
૧૦૪ સહજસ્મિતાય નમઃ

१०५ त्रीलोकीभूषणाय नमः

१०६ भूमीभाग्याय नमः

१०७ सहजसुंदराय नमः

१०८ अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजो-
धनाय नमः

इति श्रीवीठ्ठलेश्वरविरचीता
अष्टोत्तरशतनामावलीः संपूर्णा.

૧૦૫ ત્રિલોકીભૂષણાય નમઃ

૧૦૬ ભૂમિભાગ્યાય નમઃ

૧૦૭ સહજસુંદરાય નમઃ

૧૦૮ અશેષભકતસંપ્રાર્થ્યચરણાબ્જ રજો-
ધનાય નમઃ

એ પ્રમાણે શ્રીવિઠ્ઠલેશ્વરજીએ રચેલી
૧૦૮ નામાવલિ સંપૂર્ણ થઇ.

इतिश्री दुर्गाशंकरात्मज हीरालाल शर्मणा सम्पादिता श्री आचार्य

चरणनामावलि समाप्त.

# શ્રી સર્વોત્તમજીનું ધોળ.

ભલે પ્રકટયા શ્રીવલ્લભદેવ શ્રીપુરુષોત્તમ ભૂતલ ફરીજી;
નહી પ્રાકૃત ધર્મનો લેશ; અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧

કરે નિગમનિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી;
મહા કલિકાલાદિક દોષ, પંડિત દૃષ્ટિ તિમિર ભરીજી ૨

મહિમા નવ જાણે જેહ, તે કહીએ ખરા સુર અરિજી;
વહાલો દયા કરી મુખરૂપ, નિજલીલા પ્રકટ કરીજી. ૩

જેની વાણી અતિદુર્બોધ થાય સુબોધ જેને કરીજી;
જેનાં અષ્ટોતર શત નામ, તે કહીએ મહાઅઘ હરીજી. ૪

જેના ઋષિવર અગ્નિકુમાર જગતી છંદ નામે ધરીજી;
શ્રીકૃષ્ણ કમલ મુખદેવ, બીજ દૃષ્ટિ કરૂણા ભરીજી. ૫

જેની ભક્તિમાં અંતરાય, તે નાશને પ્રયોજન સહિજી;
આપે અધરામૃતની સિદ્ધિ તે મધ્યે નિશ્ચય કરીજી. ૬



## ઢાળ.

વહાલો*આનંદ[૧] પરમાનંદ[૨] કહેવાય[૩],
શ્રીકૃષ્ણ[૩]કમલ મુખ કૃપાનિધિ[૪] થાય. ૭

વહાલો દૈવી[૫] ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય,
જેના સ્મરણ[૬] માત્રથી આર્તિ જાય. ૮

શ્રીભાગવતગૂઢાર્થ[૭] પ્રકટાય,
સાકાર[૮] બ્રહ્મનો વાદ સ્થપાય. ૯

વેદપારગ[૯] ચૌદ ભુવન કહેવાય,
માયાવાદ[૧૦] નિરાકૃત સહુ મીલિ ગાય ૧૦

સર્વવાદિ[૧૧] નિરાસ કીધા તે લખાય,
ભક્તિમાર્ગ[૧૨] સરસ કમલ વિકસાય. ૧૧

શ્રીશૂદ્રાદિકને[૧૩] ઉદ્ધારવા સમર્થ,
જેના સાધન બળથી ન થાય અર્થ. ૧૨

અંગીકાર[૧૪] માત્રથી સર્વ સ્વકીયે,
કીધા શ્રીગોપીજન પતિને પ્રિયે. ૧૩

---

*જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મૂકવામાં આવ્યા છે તે જગાએ આચાર્ય શ્રીમહાપ્રભુજીનાં નામો સમજવાં.

હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા.

[૧૫]અંગીકાર કરે મર્યાદાનું સાર;
[૧૬]મહાકરૂણાવંત [૧૭]સમર્થ અપાર. ૧૪

વહાલો [૧૮]અદેયદાન દેવાને ચતુર,
[૧૯]મહાઉદાર ચરિત્ર કરે બહુપૂર. ૧૫

લીલા દેખાડી [૨૦]પ્રાકૃતની જેહ,
તે મિષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬

[૨૧]વૈશ્વાનર*[૨૨]શ્રીવલ્લભ છે નામ,
વહાલો [૨૩]સુંદરરૂપ [૨૪]સ્વજન હિતકામ, ૧૭

[૨૫]કૃષ્ણભક્તિ કરે જનશિક્ષાકાજ,
આપે [૨૬]અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ. ૧૮

સર્વ [૨૭]લક્ષણથી સંપન્ન વિવેક,
[૨૮]શ્રીકૃષ્ણ જ્ઞાન દાતા [૨૯]ગુરૂ એક. ૧૯

[૩૦]પોતાના આનંદ થકી બહુ પુષ્ટ,
એના [૩૧]કમલ પત્રસે નેત્ર સંતુષ્ટ. ૨૦

[૩૨]કૃપાદષ્ટિની વૃષ્ટિથી હરખ્યાં મન,

---

* અગ્નિ.

તે દાસી પ્રિય [૩૩]પતિ ને અનન્ય. ૨૧
[૩૪]રોષદષ્ટિ કરે ભક્તિ શત્રુ *પ્રજાળ,
[૩૫]ભક્ત સેવંતા સુખ સેવા રસાળ, ૨૨
જીરે ભક્તિ વિના નહીં [૩૬]સેવા સાધ્ય,
તે કારણથી કહીએ×[૩૭]દુરારાય, ૨૩
જેના ચરણ સરોજ [૩૮]દુર્લભ દર્શાય,
તેના [૩૯]ઉગ્ર પ્રતાપ ત્રૈલોક કહેવાય. ૨૪
[૪૦]વચાનામૃત કરી પૂર્યા સેવકના અર્થ,
[૪૧]શ્રીભાગવત અમૃત મથન સમર્થ ૨૫
[૪૨]તેનો સાર કહીએ વ્રજ સુંદરીનો ભાવ,
તે પરિપૂર્ણ છે દેહ ભરાવ. ૨૬
[૪૩]સાન્નિધ્ય માત્રથી કરે દાન કૃષ્ણ પ્રેમ,
ભક્તિ [૪૪]મુક્તિ દેવાનું એઉને નેમ. ૨૭

---

* નાશ × કઠણ.

એક [૪૫]રાસલીલામાં તેમનું તાન
પ્રભુ [૪૬]કૃપા કરીને કરે કથાનું દાન, ૨૮

વહાલે [૪૭]વિરહના અનુભવને હેતે કાજ,
સર્વત્યાગ જણાવ્યો શ્રીવલ્લભ રાજ. ૨૯

ઉપદેશ કર્યો [૪૮]ભક્તિમાર્ગ આચાર,
લોક માંહે કર્યો [૪૯]કર્મમાર્ગ પ્રચાર. ૩૦

વેદશાસ્ત્ર કહ્યાં [૫૦]યજ્ઞાદિક દાન,
તેનું ફળ મર્યાદાભક્તિ નિદાન. ૩૧

પ્રભુ [૫૧]પૂર્ણાનંદ છે [૫૨]પૂર્ણકામ,
[૫૩]સરસ્વતીના પતિ દેવ [૫૪]ઇશ* અભિરામ†. ૩૨

વહાલે [૫૫]સહસ્ર કહ્યાં પુરુષોત્તમ નામ,
[૫૬]નિજજનને આશ્રયનું છે ધામ. ૩૩

[૫૭]ભક્તિમાર્ગની રીતે કરવા ઉપદેશ,
બહુ ગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ. ૩૪

---

* પ્રભુ, † સુંદર

જેને પામવાને છોડયા પ્રાણથી[૫૮] પ્રિયે,
એવા ભકત[૫૯] સમાજ બિરાજે શ્રીએ. ૩૫

આપ સાધન[૬૦] કરે નિજ દાસને કાજ,
એવા સમર્થ[૬૧] શ્રીવલ્લભ મહારાજ. ૩૬

કરવા ભક્તિ[૬૨] પ્રચાર ભૂતલ માંહી,
વશ કીધા પતિ[૬૩] થઇને ગ્રહી બાંહી. ૩૭

સર્વે સામર્થ્ય ધર્યું પોતાને[૬૪] વંશ,
ગર્વ[૬૫] દૂર કરી ટાળ્યો સંશયનો અંશ. ૩૮

પ્રભુ પતિવ્રતાના[૬૬] પતિ સાક્ષાત,
કરે યહ લોક પરલોક[૬૭] દાન વિખ્યાત. ૩૯

જેના અંતઃકરણ છે ગૂઢ અપાર[૬૮],
અંગીકૃતને[૬૯] જણાવ્યો મનનો વિચાર. ૪૦

ઉપાસનાદિક[૭૦] માર્ગ જે અન્ય,
તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય. ૪૧

[૭૧]કર્યો નિશ્ચય જે ભક્તિ સર્વથી વિશેષ,
[૭૨]કીધો શરણ માર્ગનો જુવો ઉપદેશ. ૪૨

[૭૩]શ્રીકૃષ્ણના મનની જાણે વાત,
[૭૪]લીલાકુંજબિહારી પરિપૂર્ણ ગાત. ૪૩

[૭૫]કથારસ મગ્ન સદા છે ચિત્ત,
[૭૬]વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત. ૪૪

[૭૭]પ્રિય છે ઘણું વ્રજને [૭૮]વ્રજનો વાસ,
કરે [૭૯]પુષ્ટિલીલા એકાંત [૮૦]વિલાસ. ૪૫

કરે [૮૧]ભકતેચ્છા પરિપૂરણ દાન,
નહીં નિજ [૮૨]લીલાનું કોઇને જ્ઞાન. ૪૬

[૮૩]અતિમોહિત જેનું *શીલ ઘણું,
નહીં લોક વિષે [૮૪]આસક્તિ ÷અણુ. ૪૭

---

* સ્વભાવ. ÷ જરા.

નિજ ભક્ત[૮૫] વિષે આસક્તિ છે એક,
પ્રભુ પાવન[૮૬] કીધા પતિત અનેક. ૪૮

જે કરે પોતાના[૮૭] ગુણનું ગાન,
તેના હૃદય કમલ રહેવાનું સ્થાન. ૪૯

નિજ યશરૂપી[૮૮] અમૃત લહેરી,
તેથી ભીંજવી સર્વ રસ વાસના હરિ. ૫૦

પ્રભુ પોતે સર્વ થકી છે[૮૯] પર,
ન કરે તુલ્યતા કોઇ અવર. ૫૧

લીલારસ[૯૦] અમૃત તરંગ બહુ,
ભીંજવ્યા છે ભકત શરીર સહુ. ૫૨

રૂચિ આપે ગિરિગોવર્દ્ધન[૯૧] વાસ,
તે લીલામાં[૯૨] છે અતિશય ઉલ્હાસ. ૫૩

કરે યજ્ઞભોગ[૯૩] ને યજ્ઞકર્મ[૯૪],
આપે અર્થ કામ ને મોક્ષ[૯૫] ધર્મ. ૫૪

પ્રભુ સત્ય[૯૬] વચન છે *ત્રિગુણાતીત[૯૭],

* ત્રણ ગુણથી રહિત.

નીતિ [૯૮]ચતુરાઈ છે અતિ અગણિત. ૫૫
કરવા [૯૯]પોતાની કીર્તિ પ્રકાશ,
કર્યું [૧૦૦]વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય. ૫૬
અતિ તુચ્છ [૧૦૧]તૂલ§ જે માયાવાદ,
કરી ભસ્માગ્નિ [૧૦૨]સ્થાપ્યો +બ્રહ્મવાદ. ૫૭
[૧૦૩]×અપ્રાકૃત ભૂષણની અતિ કાંતિ,
[૧૦૪]હસતા મુખ શોભે છે બહુ ભાતી. ૫૮
પ્રભુ [૧૦૫]તીનલોકના ભુષણ સાર,
[૧૦૬]પ્રકટ્યા ધરણીનું ભાગ્ય અપાર. ૫૯
[૧૦૭]પ્રભુ સુંદરતા છે અતિશય અનૂપ,
કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ. ૬૦
સૌ માગે છે પોતાના જન,
[૧૦૮]ચર્ણારવિંદની રજ જે ધન. ૬૧
એ કહ્યાં એકસોને આઠે નામ,
શ્રી વલ્લભ નામ આનંદનું છે ધામ. ૬૨

---

§ કપાસ. + શુદ્ધાદ્વૈત. × માયારહિત.

વલણ.

જે કોઇ શ્રદ્ધા કરી નિત્ય ગાએરે,
તેનું મન પહેલું સ્થિર થાએરે. ૬૩
અધરામૃતની સિદ્ધિ પામેરે,
તેમાં સંશયનું નહીં નામેરે. ૬૪
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે,
તેના ફલમાં મુક્તિ છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરાવોરે,
શ્રીકૃષ્ણ રસે મન ભરવોરે. ૬૬
શ્રીવિઠ્ઠલ *ઉચ્ચરિત એ નાંમરે,
જે ગાય પૂરે તેના કામરે. ૬૭
તેનો જન્મ સફલ કરી લેખેરે,
તે શ્રીવ્રજભૂષણજીના સુખ દેખેરે. ૬૮

આ ધોળ શ્રીવ્રજભુષણજી મહારાજ કૃત સમાપ્ત.



* કહેલાં.

# અથ શ્રી ફલશ્રુતિ.

## વસંતાતિલકા વૃત.

आचार्यनामसशताष्टकमौक्तिकानि
श्रीविठ्ठलोक्तिरससागरनिर्मितानि ।
श्रीगोकुलोक्तविवृतिगुणगुम्फितानि
कुर्वंतु कंठभुवि भक्तजना जयार्थं ॥१॥

**અર્થ:—શ્રી** આચાર્યજીનાં દિવ્ય એકસો આઠ નામરૂપ સાચાં મોતી છે અને શ્રીવિઠ્ઠલેશજીની ઉક્તિ કહેતાં ઉચ્ચાર તે રૂપરસ સાગરમાં થયેલાં અને શ્રી ગોકુલનાથજીએ કરેલાં વ્યાખ્યાનના સારા અર્થરૂપ દોરાવડે ગુંથેલાં એવાં, તે નામરૂપ સાચા મોતીનાં આભૂષણોને હે ભકતજનો! તમારા જયને અર્થે કંઠરૂપી ભૂમિને વિષે ધારણ કરો. ૧

यः कृष्णभक्तिमिह वाञ्छति साधनौधै-
र्नामानि भासुरयशांसि जपेत्स नित्यम् ।

तं वै हरिः स्वपुरुषं कुरुतेति शीघ्र-
मात्मार्पणं समाधिगच्छति भावतुष्टः ॥२॥

**અર્થઃ**—અનેક સાધનોના સમૂહે કરીને જે પુરૂષ શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિની ઇચ્છા કરતો હોય તો તેણે અનેક સાધનોના શ્રમમાં ન પડતાં જેને વિષે શ્રીકૃષ્ણ ભગવાનના યશનો પ્રકાશ છે ને એવાં આ નામનો નિત્ય જપ કરવો તે જપ કરનારને શ્રીહરિ વહેલા પોતાનો પુરૂષ (જીવ) કરે છે અને ભક્તિભાવવડે સંતુષ્ટ થએલા શ્રીહરિ તે પુરૂષે કરેલા આત્મસમર્પણને રૂડે પ્રકારે જાણે છે અથવા ભક્તિભાવ વડે સંતુષ્ટ થએલા શ્રીહરિ તે પુરૂષને પોતાનો આત્મા અર્પે છે એટલે પોતાનું નિજ સ્વરૂપ આપે છે ૨

श्रीकृष्ण कृष्णसख वृष्णिवृषावनिध्रुक्
राजन्यवंशदहनानपवर्गवीर्य ।
गोविंदगोपवनितात्रजभृत्यगीत
तीर्थश्रवः श्रवणमंगल पाहि भृत्यान् ॥३॥

**અર્થઃ**—હે શ્રીકૃષ્ણ ! હે અર્જુનના સખા ! હે વૃષ્ણિ જે વાસુદેવાદિક, વૃષ જે ધર્મ અને અવનિ જે પૃથ્વિ તેમનો દ્રોહ કરનાર જે અન્ય રાજા તેમના વંશને બાળી નાંખવામાં નાશ ન પામનારૂં સામર્થ્ય જેનું છે એવા ! હે ગાયોને આ-

લ્હાદ કરનારા ચંદ્રરૂપ! હે ગોપની સ્ત્રીઓ, વ્રજ વ્રજવાસીઓ અને સેવકજનો (ભક્તજનો) વડે કીર્તન કરાએલા! હે તીર્થરૂપ કીર્તિવાળા! હે શ્રવણમાત્ર વડેજ પરમકલ્યાણરૂપ! ભક્તનું રક્ષણ કરો. ૩

# અથ. શ્રી.ચો.રા.શી. વૈ.ષ્ણ.વ.નું.

# ધોળ.

શ્રીગુરૂ યુગ પદ કમલ રજ, હું વંદુ નિત્ય ધરી નેમ;
દુઃખ હરણ સુખ શ્રેય નિધિ ફળદાયક ભક્તિ પ્રેમ. ૧
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલપ્રભુ, શ્રીકૃષ્ણ પૂર્ણ કામ;
ચોરાશી મહાભક્ત તેહનાં કરૂં વર્ણન નામ. ૨
જેનું સ્મરણ કર્યા થકી, અઘ દુઃખ ક્લેશ પળાય;
પુષ્ટિ પથ પ્રભુ પ્રસન્ન હોય મહાપતિત પાવન થાય. ૩
મનવાંછિત ફળ શીઘ્ર પામે, ગાતાં એ અભિધાન;
શ્રીમહાપ્રભુજી નિજાનંદનું, કરે તેહને દાન. ૪

# ઢાળ.

શ્રીદામોદરદાસ હરસાનીરે, કૃષ્ણદાસ મેઘન વદે વાણીરે;
શંભરવાળા દામોદરદાસરે, જેનો કનોજ મધ્યે નિવાસરે. ૧

પદ્મનાભદાસ હરિભકતરે, તુલસા પ્રભુ પદ આશકતરે;
વધૂ તેની કહીએ પારવતીરે, સુત રઘુનાથદાસ સુમતિરે. ૨
રજોબાઇ વૈષ્ણવ ક્ષત્રાણીરે, સેવ્યા શ્રીવલ્લભ રતિ આણીરે;
વૈષ્ણવ શેઠ પુરૂષોત્તમદાસરે, જેનો કાશીપુરીમાં નિવાસરે. ૩
બાઇ રૂક્ષ્મણી પુત્રી તેહની, સેવા અતુલિત કહિએ તેહનીરે;
શેઠના સુત ગોપાળદાસરે, સેવા સ્મરણમાં હુલ્લાસરે ૪
રામદાસ હરિ રંગ રાતારે, ગદાધરદાસ જગ વિખ્યાતારે;
વેણીદાસ માધવદાસ બે ભાઇરે, હરિવંશ પાઠક સુખદાઇરે. ૫
વૈષ્ણવ કહીએ અમા ક્ષત્રાણીરે, ગોવિંદદાસ ભલા લો વખાણીરે;
ગજનધાવન સેવ્યા મુરારિરે, દાસ નારાયણ બ્રહ્મચારીરે. ૬
મહાવનની વૈષ્ણવ ક્ષત્રાણીરે, જીઆદાસ સુરીલો જાણીરે;
ક્ષત્રી વૈષ્ણવ દેવા કપૂરારે, શેઠ દિનકર પ્રેમી પૂરારે. ૭
મુકુંદદાસ મહાવૈષ્ણવ મ્હોટારે ક્ષત્રી પ્રભુદાસ જલોટારે;
પ્રભુદાસ ભાટ હરિજનરે, દાસ પુરૂષોત્તમ ધન્ય ધન્યરે. ૮
ત્રિપુરદાસ વૈષ્ણવ કાયસ્થરે, પૂરણમલ રસિક રસમસ્તરે;
જાદવેંદ્રદાસ પ્રજાપત્યરે, ગોસાંઇદાસ સેવ્યા હરિ અંત્યરે. ૯
માધવદાસ કાશ્મીરમાં વાસરે, વાંસવાડાના ગોપાળદાસરે;
પદ્મરાવળની અતિસેવારે, પુરૂષોત્તમ જોષી તેવારે. ૧૦
જગન્નાથ જોષી તેના ભ્રાતારે, વળી વૈષ્ણવ તેની માતારે;
જોષી નરહરિ હરિના દાસરે, ગામ ગોધરે રાણો વ્યાસરે. ૧૧

વૈષ્ણવ રજપૂતાની હરિની દાસીરે, રામદાસ ગુજરાતના વાસીરે;
દવે ગોવિંદ હરિ રસ માતારે, રાજા માધવ દવે બેઉ ભ્રાતારે.૧૨
ઉત્તમશ્લોકદાસ સેવા ભારીરે, સેવક શ્રીજીના કહેતા મહેતારીરે;
ઇશ્વરદાસ દવે રસ મગ્નરે; હરિ હરિજન સુચિત્ત લગ્નરે. ૧૩
વૈષ્ણવ છકડા વાસુદેવદાસરે, સેવા અર્થે રહેતા પ્રભુ પાસરે;
કૃષ્ણદાસ ગગરી સુખ કંદરે, બાબા વેણુ રહિત દુઃખ દ્વંદ્વરે. ૧૪
એ બેઉનો એક ખવાસરે, તેનું નામ તે જાદવદાસરે;
થાનેશ્વરના વિપ્ર જગતાનંદરે, સેવ્યા શ્રીહરિ અતિ આનંદરે. ૧૫
બ્રાહ્મણી અડેલની વૈષ્ણવ બાઇરે, આનંદદાસ વિશ્વંભર બે ભાઇરે;
વૈષ્ણવ ક્ષત્રાણી પ્રભુ પ્રીતરે, રામદાસ મીરાંના પુરોહિતરે. ૧૬
કૃષ્ણદાસી ખવાસણી જાણીરે, જેની વાણી શ્રીવલ્લભે માનીરે;
બુલામીશ્ર શ્રીવલ્લભવરનારે, રામાનંદ પંડિત થાનેશ્વરનારે. ૧૭
વિષ્ણુદાસ છીપા રસપૂરરે, જીવણદાસ ક્ષત્રિય કપૂરરે;
સારસ્વત દ્વિજ ભગવાનદાસરે, જેનું ચિત્ત સદા પ્રભુ પાસરે. ૧૮
વૈષ્ણવ ભગવાનદાસ ભીતરીયારે, શ્રીજીની શેવામાં ઠરીયારે;
અચ્યુતદાસ સનોડીયા કહીએરે, ગૌડ વિપ્ર અચ્યુતદાસ લહિએરે.
સારસ્વત દ્વિજ અચ્યુતદાસરે, નારાયણદાસ અંબાલે વાસરે;
નારાયણદાસ ભાટ મથુરાનારે, નારાયણદાસ લુવત્ણા ઠઠ્ઠાનારે.
ક્ષત્રાણી ગોરજાને સમરાઇરે, સાસુ વહુ બે વૈષ્ણવ બાઇરે;
શીહાનંદના ક્ષત્રિય સારરે, વૈષ્ણવ અડેલનો એક સુતારરે. ૨૧

એક વૈષ્ણવ હરિગુણ ગાતારે, દામોદરદાસની માતારે;
શીહાનંદ ક્ષત્રાણીનો વાસરે, કવિ લઘુ પુરૂષોત્તમદાસરે. ૨૨
કવિરાજ ભાટ ગુણ ગાવેરે, ગોપાળદાસ ઈટોલાના કહાવેરે;
જનાર્દનદાસ વૈષ્ણવ ક્ષત્રિયરે, ગરુડસ્વામી બ્રાહ્મણ હરિની મીત્રીરે.
કનૈયા શાળ ક્ષત્રિ પ્રકાશરે, વિપ્ર ઓડીઆ નરહરિદાસરે;
બાલકૃષ્ણ બાદરાયણદાસરે, સેવા સ્મરણનો અભ્યાસરે. ૨૪
વૈષ્ણવ રામદાસ ચુહાનરે, સેવા સ્મરણ માંહે સુજાણરે,
માણેકચંદ સહુ પાંડે ભવાનીરે, નરોબાઈ હરિ મન માનીરે. ૨૫
નરહર સંન્યાસી હરિના ભક્તરે, જેની હરિપદ નિર્મળ મત્યરે,
ગોપાળદાસ કહીએ જટાધારીરે, વસી વ્રજમાં સેવ્યા ગિરિધારીરે.
સંત પોષ્યા સત ના ચુકી નારીરે, કૃષ્ણદાસે સોંપી પરને પ્યારીરે,
આગ્રે ચોપડા સંતદાસરે, સુંદરદાસે સેવ્યા અવિનાશરે. ૨૭
પટેલ માવજી બીરજો સહિતરે, પતિ પત્ની પ્રભુપદ ચિત્તરે,
ગોપાળદાસ નરોડાના કહાવેરે, સેવે શ્યામને હરખે હુલરાવે. ૨૮
સૂરદાસ શિરોમણિ ભકતરે, ગાયા શ્રીગિરિધર જાણે જગતરે,
સર્વોપરિ દાસ પરમાનંદરે, ગાયા ગુણનિધિ બાલમુકુંદરે. ૨૯
કુંભનદાસ મહારસકંદરે, સખાભાવે સેવ્યા શ્રીગોવિંદરે,
સુત કૃષ્ણદાસ દૃઢ એવારે, છોડયા પ્રાણ ન છોડી ગૌસેવારે. ૩૦
કૃષ્ણદાસ કહિએ અધિકારીરે, ગાયા સેવ્યા શ્રીરાસબિહારીરે;
ગાયા વૈષ્ણવ એ ચોરાશીરે, શ્રીવલ્લભ પદ નિકટના વાસીરે. ૩૧

# વલણ.

સકળ તત્ત્વનું તત્ત્વ છે એ સારમાં એ સાર;
પાઠ કરતાં માત્રમાં વશ થાય શ્રીનંદકુમાર.
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુને જે પ્રસન્ન કરવા ચહાય;
નથી અવર ઉપાય બીજો, હરિભક્તના ગુણ ગાય.
શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીના અંતરંગ એ ભક્ત;
મુજ ઉપર કરૂણા કરો શ્રીવલ્લભપદ આસક્ત.
એ વૈષ્ણવ પદ રજરતિની છે ઘણી મુજને આશ;
ગાય ગુણ હરિદાસના **દયારામ** દાસનો દાસ.

ઇતિ શ્રીચોરાશી વૈષ્ણવનું ધોળ સંપૂર્ણ.

# गोपीगीतम्.

जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इन्दिरा शश्वदत्र हि ।
दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥१॥
शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषादृशा ।
सुरतनाथ तेऽशुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ॥२॥
विषजलाप्ययाद्व्यालराक्षसाद्वर्षमारुताद्वैद्युतानलात् ।
वृषमयात्मजाद्विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान्सात्वतां कुले ॥४॥
विरचिताभयं वृष्णिधुर्य ते शरणमीयुषां संसृतेर्भयात् ।
करसरोरुहं कान्तकामदं शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥५॥
व्रजजनार्तिहन्वीर योषितां निजजनस्मयध्वंसनस्मित ।
भज सखे भवत्किंकरीः स्म नो जलरुहाननं चारु दर्शय ॥६॥
प्रणतदेहिनां पापकर्शणं तृणचरानुगं श्रीनिकेतनम् ।
फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेषु नःकृन्धि हृच्छयम् ॥७॥
मधुरया गिरा वल्गुवाक्यया बुधमनोज्ञया पुष्करेक्षण ।
विधिकरीरिमा वीर मुह्यती रधरसीधुनाप्याययस्व नः ॥८॥
तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलम् श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥९॥
प्रहसितं प्रिय प्रेमवीक्षणं विहरणं च ते ध्यानमङ्गलम् ।
रहसि संविदो या हृदिस्पृशःकुहकनोमनः क्षोभयन्ति हि ॥१०॥
चलसि यद्व्रजाच्चारयन्पशून्नलिनसुन्दरं नाथ ते पदम् ।
शिलतृणाङ्कुरैः सीदतीति नः कलिलतां मनः कान्त गच्छति ।११।
दिनपारिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।
घनरजस्वलं दर्शयन्मुहुर्मनसि नः स्मरं वीर यच्छसि ॥१२॥

प्रणतकामदं पद्मजार्चितं धरणिमण्डनं ध्येयमापदि ।
चरणपङ्कजं शंतमं च ते रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥१३॥
सुरतवर्द्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम् ॥१४॥
अटति यद्भवानह्नि काननं त्रुटिर्युगायते त्वामपश्यताम् ।
कुटिलकुन्तलं श्रीमुखं च ते जड उदीक्षतां पक्ष्मकृद्दृशाम् ॥१५॥
पतिसुतान्वयभ्रातृबान्धवानतिविलङ्घ्य तेंत्यच्युतागताः ।
गतिविदस्तवोद्गीतमोहिताः कितवयोषितः कस्त्यजेन्निशि ॥१६॥
रहसि संविदं हृच्छयोदयं प्रहसिताननं प्रेमवीक्षणम् ।
बृहदुरः श्रिया वीक्ष्य धाम ते मुहुरतिस्पृहं मुह्यते मनः ॥१७॥
व्रजवनौकसां व्यक्तिरङ्ग ते वृजिनहन्त्र्यलं विश्वमङ्गलम् ।
त्यज मनाक्‌च नस्त्वत्स्पृहात्मनां स्वजनहृद्रुजां यन्निषूदनम् ॥१८॥

यत्ते सुजातचरणाम्बुरुहंस्तनेषु
भीताःशनैः प्रिय दीधामहि कर्कशेषु ।
तेनाटवीमटसि तद्व्यथते न किंस्वि-
त्कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः ॥१९॥

दुर्गाशंकरात्मज हीरालाल शर्मणा सम्पादितं सर्वोत्तम स्तोत्रं
सम्पूर्णम्

# वैष्णवस्मरणीय वचनानि.

**कृष्णसेवासदाकार्या मानसि सा परामता ।** सि. मु.

પૂર્ણ પુરૂષોત્તમ (શ્રી કૃષ્ણ) ની માનસિક સેવા કરવી એ અત્યુતમ છે.

**सर्व धर्मान् परित्यज्यमामेकं शरणं व्रज ।** गीता.

શ્રી મુખથી અર્જુનને કહે છે કે તું તમામ તપ-દાન આદિ કામ્ય કર્મોનો ત્યાગ કરી મનવાણીને કર્મથી મારે શરણે આવ હું તને સર્વ પાપથી મુક્ત કરીશ.

**संगः सर्वात्मनात्याज्यः सच्चेत्यक्तुं नशक्यते ।**
**सत्सद्भिः सह कर्तव्यः संतः संगस्य भेषजम् ॥** पं. श्लो.

કોઇનો પણ સંગ કરવો નહિ કારણ સંગથી તેના ગુણ દોષ આપણામાં આવે પરંતુ સંગ છોડી શકાય તેમ ન હોય તો તે પૂર્ણ ભગવદીઓનોજ કરવો કારણ કે ભગવદીઓજ કુસંગનો નાશ કરવામાં ઔષધરૂપ છે.

**च्चिंताकापिन कार्या त्रिवेदितात्म भिः कदापि ।** શાથી કે પ્રભુઃ
सर्व समर्थ.

ભગવદીઓએ અર્થ-સ્ત્રી-પુત્ર તેમજ વ્યાપારાદિની ચિંતા છોડી દેવી કારણ કે ભગવાન જે કરશે તે સારૂંજ કરશે. અને પ્રભુ સર્વ સમર્થ છે.

ભગવત્ કૃપાનુરાગી.

**લિ. હિરાલાલ દુર્ગાશંકર પંડ્યા.**

**મહેસાણા-સોનીવાડો.**

# વિનંતી.

સર્વે વૈષ્ણવ બંધુઓને વિનંતી કરવામાં આવે છે કે, બાલકૃષ્ણલાલજી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય પાઠશાળા સ્થાપન થઇ એક વર્ષ થયું છે. તેટલી ટુંક મુદતમાં આ સંસ્થા તરફથી **ગ્રંથરત્ન સમુચ્ચય**. એવાં લઘુ પુસ્તકો બાહાર પાડવામાં આવે છે. તેમાં કાંઇ દોષ હશેજ પણ મ્હારા વહાલા વૈષ્ણવો દરગુજર કરશો. જેમના તરફથી યોગ્ય આશ્રય મળ્યો છે મળે અને મલશે તેવા પુષ્ટિમાર્ગીયના પ્રેમી-ધર્માભિમાન-ધર્મના આદીને ધન્યવાદ ઘટે છે પ્રીય વૈષ્ણવ બંધુઓ, આ સંસ્થા કોઇ ઉદર નિર્વાહ માટે નથી, પણ સ્વધર્મની વૃદ્ધિ, પ્રેમ, જ્ઞાન વિજ્ઞાનની દિનપ્રતિદીન વૃદ્ધિ થઇ, વળી ભગવદ્ આશ્રય સિદ્ધ થઇ અંતે પરલોકનું કાર્ય સિદ્ધ થાય એજ ઉદેશ છે. લઘુ પુસ્તકો બાહાર પાડવાનો ઉદ્દેશ એવો છે કે આ સંસ્થા તરફથી વગર નોછાવરે નાના છોકરા તથા નાની બાળાઓના સંસ્કાર સુધરે અને કુમળા મનમાં તેવા સંસ્કારના બીજ રોપવાથી આગળ ઉપર તે મોટું વૃક્ષ થાય તેવા ઉદેશથી તથા વૈષ્ણવ બંધુઓ તરફથી જેમ જેમ પૈસાનો આશ્રય મળતો જશે તેમ તેમ આવા ગ્રંથો બાહાર પાડવામા આવશે તે માટે દરેક વૈષ્ણવ બંધુએ આ સંસ્થા ઉપર અત્યંત પ્રેમની લાગણી દર્શાવી જેનાથી બને તેટલી પ્રથમ પૈસાની તે સાથે તનમનથી મદદ કરીજ જોઇએ એવી ખાસ વિનંતી છે. જેમ જેમ આશ્રય મલશે તેમ તેમ આ સંસ્થાનો લાભ ઘણા વૈષ્ણવોને મળે તેવી યોજના ચાલુ છે તે ઉપર ખાસ ધ્યાન આપશો. આજ સુધી જેમણે આશ્રય આપ્યા છે તેમને ધન્યવાદ ઘટે છે.

**શ્રી કૃષ્ણશરણં મમ.**

**ગોવિંદલાલ વ્રજભુખણદાસ-ખેડા.**